અથ શ્રી



# આત્મશિક્ષા ભાવના.

રચનાર,

મુનિશ્રી પ્રેમવિજયજી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા. લલ્લુભાઈ ધનજી

ડોશીવાડાની પોળ.

અમદાવાદ.

. ૧૯૮૨. વીર સં. ૨૪૫૨. અને ૧૯૨૬.

આવૃત્તિ ત્રીજી. નકલ ૧૦૦૦.

મૂલ્ય અમૂલ્ય.

અથ શ્રી

# આત્મશિક્ષા ભાવના.

રચનાર,

મુનિશ્રી પ્રેમવિજયજી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા. લલ્લુભાઇ ધનજી.

ડોશીવાડાની પોળ.

અમદાવાદ.

સં. ૧૯૮૨. વીર સં. ૨૪૫૨. સને ૧૯૨૬.

આવૃત્તિ ત્રીજી. નકલ ૧૦૦૦.

મૂલ્ય અમૂલ્ય.

## કાંઇક આવશ્યક અને સૂચના.

"શ્રી આત્મશિક્ષા-ભાવના" ની આ નાની ચોપડી પહેલાં મ્હારા તરફથી છપાવવામાં આવી હતી. પરન્તુ થોડાજ કાળમાં ત્હેની નકલો ખલાસ થઇ ગઇ અને માગણી વધતી ગઇ. તે પછીથી પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રી વિજયકમલસૂરીશ્વરજીના સદુપદેશથી છાણી [ છાયાપુરી ] ના સંઘ તરફથી શા. નગીનદાસ ગડબડદાસે ત્હેની બીજી આવૃત્તિ છપાવી હતી. બીજી આવૃત્તિની પણ નકલો ખલાસ થઇ ગઇ અને વાંચકોની માગણી તો ચાલુજ રહી. આ કારણે આ ત્રીજી આવૃત્તિ છપાવીને પ્રસિદ્ધ કરૂં છું.

આ ચોપડીના કર્તા પૂજ્ય મહાત્મા મર્હુમ મુનિરાજશ્રી પ્રેમવિજયજી મહારાજ છે. તેઓશ્રીએ વિ. સં. ૧૬૬૨ના વૈશાખ શુદ પૂર્ણિમાના રોજ આ પુસ્તક રચ્યાનું માલુમ પડયું છે. આ પુસ્તકના કર્ત્તા મુનિશ્રી પ્રેમવિજયજી મહારાજના ગુરૂશ્રી વિમળહર્ષ મુનિવર્ય હતા. અને તે પરમપૂજ્ય જગદ્‌ગુરૂ શ્રી હીરવિજયજી સૂરિશ્વરજીની પટ્ટપરંપરામાં વિજયસેનસૂરિ, વિ-

જયદેવસૂરિ અને પછી માનવિજયજીના સમયમાં થયા છે, એમ સમજાય છે. આ પુસ્તકના વાંચનથી આપણને લાગે છે કે, તેઓશ્રી એક આત્મધ્યાની અને જ્ઞાની મહાપુરૂષ હતા.

**વાંચકોએ ધ્યાન લેવા લાયક.**

[૧] રોજ ક્રમથી ક્રમ પુસ્તકનો અમૂક ભાગ તો અવશ્ય વાંચવો. એથી આત્માને આનન્દ થશે.

[૨] આ પુસ્તકની આશાતના ન થાય, તેવી સંભાળ રાખવાની હરેક વાંચકોને નમ્ર વિનંતી છે.

[૩] બનતી તજવીજે શુદ્ધ કરી આ પુસ્તક છપાવ્યું છે છતાં કોઈ ભૂલ રહી ગઈ હોય તો તે સુધારી લેવા વિનંતી છે. સં. ૧૯૮૨ ના અસાડ સુદ ૨ ને સોમ.

ઠેકાણું:—
શેઠ છોટાલાલ લલ્લુભાઈ ઝવેરીને
ઠાં. ડોસીવાડની પોળ.
**અમદાવાદ.**

લી॰ સેવક,
**લલ્લુભાઇ ધનજી શાહ.**

# अथ श्री आत्मशिक्षा भावना.

( દોહા. )

શ્રી જિનવર મુખ વાસિની, જગમેં જ્યોતિઃ પ્રકાશ ॥
પદ્માસન પરમેશ્વરી, પૂરે વંછિત આશ ॥ ૧ ॥
બ્રહ્મસુતા ગુણ આગળી, કનક કમંડળ સાર ॥
વિણા પુસ્તક ધારિણી, તું ત્રિભુવન જયકાર ॥ ૨ ॥
શ્રી સરસ્વતિ જિનપાય નમો, મન ધરી હર્ષ અપાર ॥
આતમશિક્ષા ભાવના, ભણું સુણો નરનાર ॥ ૩ ॥
રે જીવ સુણ તું બાપડા, હિયે વિમાસી જોય ॥
આપ સવારથ સહુ મળ્યું, ત્હારૂં નહિ જગ કોય ॥ ૪ ॥
ધર્મ વિના સુણ જીવડા, તું ભમીયો ભવ અનંત ॥
મૂઢપણે ભવ તેં કિયા, ઇમ બોલે ભગવંત ॥ ૫ ॥
લાખ ચોરાશી યોનીમાં, ફરિ ફરિ લીયો અવતાર ॥
એકેકી યોની વળી, અનંતી અનંતી વાર ॥ ૬ ॥
ચૌદરાજ પરમાણુઆ, સૂઈ અગ્રભાગ ઠામ ॥
કર્મ વસે જીવ તું ભમ્યો, મૂરખ ચેતન તામ ॥ ૭ ॥
નિગોદ સૂક્ષ્મ બાદરે, પુદ્ગળ અનંત અપાર ॥

એતો કાળ તું તિહાં રહ્યો, હવે કર હિયે વિચાર ॥૮॥
સાસ ઉસાસ એકમાં, મરણુ સતર અધ કીધ ॥
સૂક્ષ્મ નિગોદમાં વળી, એ જિન વચન પ્રસિદ્ધ ॥૯॥
નરથ વિગલેંદ્રિ તિર્યંગ્ગતિ, ભવ કીધા બહુ હેવ ॥
ભુવનપતિ વ્યંતર જોતિષી, ઓર વિમાનિક દેવ ॥૧૦॥
ઇમ ભમતાં ભમતાં લિયો, મનુષ્ય જન્મ અવતાર ॥
મિથ્યાત્વપણે ભવ નિર્ગમ્યો, કાજ ન સીધ્યું લગાર॥૧૧
જગમાં જીવ અછે બહુ, એકેકશુ અનંતી વાર ॥
વિવિધ પ્રકાર સગપણ કિયાં, તું હીયા સાથ વિચાર ॥૧૨॥
તો કુણ આપણું પારકું, કુણ વૈરી કુણ મિત્ત ॥
રાગ દ્વેષ ટાળી કરી, કર સમતા એક ચિત્ત ॥ ૧૩ ॥
પૂર્વકોડિને આઉખે, જ્ઞાની ગુરૂ અપાર ॥
ઉત્પત્તિ કહે જીવ તાહરી, કહેતાં નાવે પાર ॥ ૧૪ ॥
પુત્ર પિતાપણે અવતરે, પિતા પુત્રપણે જોય ॥
માતા સગપણ નારી મળી, નારી માતા હોય ॥૧૫॥
સૂતો સુપન જંજાળમાં, પામ્યો જાણે રાજ ॥
જબ જાગ્યો તબ એકલો, રાજ ન સીઝે કાજ ॥૧૬॥
તિમ એ કુટુંબ સહુ મળ્યું, ખોટી માયા જાળ ॥

આય પહોચે આપણું, ક્ષણમાં થાએ વિસરાળ ॥૧૭॥
સોદો લેવણ જાણ મળે, જિહાં જોડી સહિ હાટ ॥
અર્થ સારૂ વિવસાય કરી, ફરિ ચાલતા નિજ વાટ ॥૧૮॥
તિમ ભવ ભમતાં સવિ મળ્યા કુટુંબ જોડી જો હાટ ॥
પુણ્ય પાપ વ્યવસાય કરી, જો ઉતરીયે ઘાટ ॥ ૧૯ ॥
ઇમ કુટુંબ મિલ્યું કારમુ, માય અને વળી તાય ॥
બંધુ ભગિની ભારજા, કો કેહનાં ન કહાય ॥ ૨૦ ॥
નવ નવ નાટક શું વળી, નાચ્યો કરી બહુ રૂપ ॥
નાટક એક ઇશું નાચિયે, જ્યું છૂટે ભવ કૂપ ॥ ૨૧ ॥
ઉત્તમ કુળ નરભવ લહી, પામિ ધર્મ જિનરાય ॥
પ્રમાદ મૂકી કીજિયે, ક્ષણ લાખેણો જાય ॥ ૨૨ ॥
જિશું કીજે તિશું પાઇયે, કરે તેસા ફળ જોય ॥
સુખ દુઃખ આપ કમાઇયે, દોષ ન દીજે કોય ॥ ૨૩ ॥
દોષ દીજે નિજ કર્મને, જિણે નવિ કીધો ધર્મ ॥
ધર્મ વિના સુખ નવિ મળે, એ જિનશાસન મર્મ ॥૨૪॥
વાવી કૂરી કોદરી, તો કયાં લહીયે શાળ ॥
પુણ્ય વિના સવિ જીવડા, આશા આળપંપાળ ॥૨૫॥
આય પહોતી આતમા, કોઇ નવિ રાખણહાર ॥

ઇંદ્ર ચંદ્ર જિનવર વળી, ગયા સવે નિરધાર ॥ ૨૬ ॥
મૂઢ મોહ ન કીજિયે, ન કીજે મ્હોટી વાત ॥
કોડી અનંતમે વેચિયો, ત્યારે કિહાં ગઈ જાત ॥ ૨૭ ॥
આપ સ્વરૂપ વિચાર તું, જો હોય હૈડે સાન ॥
કરણી તેહવી કીજિયે, જિમ વાધે જગ વાન ॥ ૨૮ ॥
ઘડપણ ધર્મ થાએ નહી, જોબન એળે જાય ॥
તરૂણ પણે ધસમસ કરી, પછે ફરી પસ્તાય ॥ ૨૯ ॥
જરા આવી જોવન ગયું, શિર પળિયાં તે કેશ ॥
લલુતા તો છોડી નહી, ન કર્યો ધર્મ લવલેશ ॥ ૩૦ ॥
પચેંદ્રિય જિહાં પરવડાં, રોગ જરા નાવંત ॥
જોવન ચંચળ આવે સદા, કર તું ધર્મ મહંત ॥૩૧॥
વિત્ત હાથ નવિ વાવર્યો, સંબળ ન કિયો સાથ ॥
આથ ગઈ મન ચેતિયો, પછે ઘસે નિજ હાથ ॥૩૨॥
ધન જોવન નર રૂપનો, ગર્વ કરે તે ગમાર ॥
કૃષ્ણ બળભદ્ર દ્વારિકા, જતાં ન લાગી વાર ॥ ૩૩ ॥
આઠ પહોર તું ધસમસા, ધનાર્થે દેશાંતર જાય ॥
સો ધન મેળ્યું તાહરૂં, ઓરજ કોઈ ખાય ॥ ૩૪ ॥
આંખતણે ફરૂકડે, ઉથલ પાથલ થાય ॥

ઇશું જાણી આપડા, મ કરિશ મમતા જાય ॥ ૩૫ ॥
આવા સુખ સંસારમાં, તે સુખ સહિય અસાર ॥
ધર્મ પસાયે સુખ મળે, તે સુખ નાવે પાર ॥ ૩૬ ॥
નયન ફરૂકત જિહાં લગે, તિહાં તાહરૂં સહુ હોય ॥
નયન ફરૂકત જબ રહી, તબ તાહરૂં નહિ કોય ॥૩૭॥
પાપ ક્રિયા જીવ તેં બહુ, ધર્મ ન કિયો લગાર ॥
નરક પડયો જમ કર ચડયો, તિહાં શું કરે પોકાર ॥૩૮॥
કોઈ દિન રાણો રાજિયો, કોઇ દિન બાંધ્યો તું દેવ ॥
કોઈ દિન રંક તું અવતર્યો, કરતો ઓલગ સેવ ॥૩૯॥
કોઇ દિન કોડિશું પરવર્યો, કો દિન નહિ કો પાસ ॥
કોઇ દિન ઘર ઘર ઓળગો, ભમે સહી જયું દાસ ॥૪૦॥
કો દિન સુખાસન પાલખી, બેઠ અચી ચકડોળ ॥
રથપાળા આગળ ચલે, નિતનિત કરત કલોલ ॥૪૧॥
કો દિન કૂર કપૂર તું, ભાવત નાહી લગાર ॥
કો દિન રોટી કારણે, ભમતો ઘર ઘર બાર ॥ ૪૨ ॥
હીર ચીર અંગ પહેરિયાં, ચૂઆ ચંદન બહુ લાય ॥
સો તન જતન કરત તું, ક્ષણમાંહી વિણસાય ॥ ૪૩ ॥
આતમ ગાંઠ તું ચોપલો, કામિની ભોગ વિલાસ ॥

એક દિન ઓાહી આવશે, રહેણે હી વનવાસ ॥ ૪૪ ।
રૂપે દેવ કુમાર સમ, દેખિ મોહે નર નાર ॥
સો નર ક્ષણ એકમાં વળી, બળિ જાળ હોવે છાર ॥૪૫॥
જે વિણુ ઘડીય ન જાયતી, સો વરસાં સો જાય ॥
તે વલ્લભ વિસરી ગયો, ઓરહિશું ચિત્ત લાય ॥૪૬॥
દેખત સબ જગ જાત હી, થિર ન રહે સવિ કોય ॥
ઈશું જાણી ભલું કીજિયે, હિયે વિમાસી જોય ॥૪૭॥
સુરપતિ સવિ સેવા કરે, રાય રાણા નર નાર ॥
આય પહોતે આતમા, જાતાં ન લાગે વાર ॥૪૮॥
દેખત નર અંધા હુઆ, જે મોહ વિદ્યા જાળ ॥
ભણ્યા ગણ્યા મૂરખ વળી, નરનારી બાળ ગોપાળ ॥૪૯॥
રાત દિવસ નિજ નારિશું, તું રમતો મન રંગ ॥
જે જોઇએ તે પૂરતો, ઉલટ આણી અંગ ॥ ૫૦ ॥
સો રામા જીવ તાહરી, ક્ષણમાંહી વિઘટાય ॥
સ્વારથ પહોંચી જબ રહ્યો, તબ ફિરિ વૈરી થાય ॥૫૧॥
સમુદ્ર દ્વીપ સાયર તણો, પામે કો નર પાર ॥
નારી હૃદય કોય આંગળાં, કોઈ નવિ પામ્યો પાર ॥૫૨॥
બ્રહ્મા નારાયણ ઇશ્વર, ઇંદ્ર ચંદ્ર નર કોડ ॥

લલના વચને લાલચી, તે રહ્યા બે કરજોડ ॥ ૫૩ ॥
નારી વદન સોહામણું, પણ વાઘણુ અવતાર ॥
જે નર એહને વશ પડ્યા, તસ લૂટયાં ઘરબાર-॥૫૪॥
હસમુખી દીસે ભલી, કરતી કારમો નેહ
કનકલતા બાહિર જિસી, અંતર પીતળ તેહ ॥૫૫॥
પહેલિ પ્રીત કરિ રંગશું, મીઠા બોલી નાર ॥
નરને દાસ કરિ આપણો, મૂકે ઠાકર માર ॥ ૫૫ ॥
નારી મદન તલાવડી, બૂડયો સવિ સંસાર ॥
કાઢણહારો કો નહિ, બૂડ્યાં બુંબ ન વાર ॥ ૫૭ ॥
વીશ વસાના જે નરા, કોઇ નહિ તસ વંક ॥
પણ નારી સંગત તેહને, નિશ્ચે ચઢે કલંક ॥ ૫૮ ॥
મુંજને ચંડપ્રદ્યોતના, દાસીપતિ પામ્યા નામ ॥
અભયકુમાર બુદ્ધિ આગળો, તેહ ઠગ્યો અભિરામ॥૫૯॥
નારી નહીરે બાપડા, પણ એ વિષની વેલ ॥
જો સુખ વંછે મુક્તિનાં, તો તસ સંગતિ મેલ ॥૬૦॥
નારી જગમાં તે ભલી, જિણજાયો પુરૂષ રતન ॥
તે સતિને નિત પય નમુ, જગમાં તે ધન ધન ॥૬૧॥
હું પરકામ કરી સદા, નિજ કાજ ન કરિયુ લગાર ॥

અક્ષર નક્ષત્ર કરિય તું, કિમ છૂટીશ ભવપાર ॥૬૨॥
પાપ ઘડો પૂરણ ભરી, તેં લીધો શિર ભાર ॥
તે કિમ છૂટીશ જીવડા, ન કરી ધર્મ લગાર ॥ ૬૩ ॥
ઘણું જાણી કુડ કપટ, છળ છિદ્ર શું છાંડ ॥
તે છાંડીને જીવડા, જિન ધર્મે ચિત માંડ ॥ ૬૪ ॥
જિણ વચને પર દુઃખ હુવે, જિણ હોય પ્રાણી ઘાત ॥
કલેશ પડે નિજ આતમા, તજ ઉત્તમ તે વાત ॥૬૫॥
જિમ તિમ પર સુખ દીજિયે, દુઃખ નવિ દીજે કોય ॥
દુઃખ દેઈ દુઃખ પામિયે, સુખ દેઈ સુખ હોય ॥ ૬૬ ॥
પર નિંદા નર જે કરે, કુડાં દેવે આળ ॥
મર્મ પ્રકાશે પરતણા, તેથી ભલો ચંડાળ ॥ ૬૭ ॥
ષટ્માસીને પારણે, એક સીથ લહે આહાર ॥
કરતો નિંદા નવિ ટળે, તસ દુર્ગતિ અવતાર ॥૬૮॥
છાર ઉપર જિમ લીપણું, તિમ કોપે તપ કીધ ॥
તસ તપ જપ સંયમ સુધા, એકે કાજ ન સિદ્ધ ॥૬૯॥
પૂર્વ કોડિને આઉખે, પાળી ચારિત્ર સાર ॥
સુકૃત સુણો સવિ તેહનું, ક્ષણમાં હોવે છાર ॥૭૦॥
પર અવગુણ સરસવ સમો, અવગુણ નિજ મેરૂ સમાન ॥

કાં કરે નિંદા પારકી, મૂરખ આણ નિજ માન ॥૭૧॥
પર અવગુણ જિમ દેખિયે, તિમ પણ ગુણ તું જોય ॥
પર ગુણ લેતાં જીવડાં, અખય અજરામર હોય ॥૭૨॥
ક્રોધી નર આછે સદા, કહિયે જે ઉકરડી રીસ ॥
તો છોડી દૂર આતમા, રહે જોયણ પચવીસ ॥૭૩॥
ગુણ કીધો માને નહી, અવગુણ માંડી મૂળ ॥
નર સંગતિ છાંડિયે, પગ પગ માથા સૂળ ॥ ૭૪ ॥
જે નિંદા કરે આપણી, તે જીવો જગ માંય ॥
મળ મૂત્ર ધોવે પરતણા, પછે અધોગતિ જાય ॥૭૫॥
જે મળ મુત્ર ધોવે સદા, ગુણવંતના નિશ દીશ ॥
તે દુર્જન જીવો ઘણું, જગમાં કોડી વરીસ ॥ ૭૬ ॥
સજ્જન દુર્જન કિમ જાણિયે, જગ મુખ બોલે વાણ ॥
સજ્જન મુખ અમૃત લવે, દુર્જન વિષની ખાણ ॥૭૭॥
નરભવ ચિંતામણી લહી, એળે તું મત હાર ॥
ધર્મ કરીને જીવડા, સફળ કરો અવતાર ॥ ૭૮ ॥
સકળ સામગ્રી તેં લહી, જિણ તરિયે સંસાર ॥
પ્રમાદ વશે ભવ કાં ગમે, કર નિજ હિયે વિચાર ॥૭૯॥
દીધા ઉપદેશ લાગે નહી, જો નવિ ચિંતે આપ ॥

આપ સ્વરૂપ વિચારતાં, છૂટીજે સવિ પાપ ॥ ૮૦ ॥
જિણ રસ પાપ કિયાં તુમે, તિણ રસ તું કર ધર્મ ॥
અક્ષત્ર નક્ષત્ર ભવ અનંતનાં, છુટીજે સવિ કર્મ ॥૮૧॥
જિમ આઉખા દિન ગુણી, વરસ માસ ઘડિ માન ॥
ચેતી શકે તો ચેતજે, જો હોય હિયડે સાન ॥ ૮૨ ॥
ધન કારણ તું ઝળફળે, ધર્મ કરિ થાએ સૂર ॥
અનંત ભવનાં પાપ સવિ, ક્ષણમાં જાવે દુર ॥ ૮૩ ॥
જે રચના દિન ઉગતી, તે રચના નહિ સાંજ ॥
ઇશું જાણી રે જીવડા, ચેતહિ હિયડા માંજ ॥ ૮૪ ॥
આશા અંબર જેવડી, મરવું પગલાં હેઠ ॥
ધર્મ વિના જે દિન ગયા, તિણ દિન કીધી વેઠ ॥૮૫॥
રે જીવ સુણ તું બાપડા, મ કરિશ ગર્વ ગમાર ॥
મૂળ સ્વરૂપ દેખી કરી, નિજ જીવશું તું વિચાર ॥૮૬॥
કર્મે કો નવિ છુટિયો, ઇંદ્ર ચંદ્ર નર દેવ ॥
રાય રાણા મંડળિક વળી, અવર નરજ કુણ હેવ ॥૮૭॥
વરસ દિવસ ઘર ઘર ભમ્યા, આદિનાથ ભગવંત ॥
કર્મવશે દુઃખ તિણે લહ્યાં, જે જગમાં બળવંત ॥ ૮૮ ॥
પાસ જિણંદ પડિમા રહી, ઉપસર્ગ કિયો સુરિંદ ॥

તે ઉપસર્ગને ટાળિયા, પદ્માવતી ધરણિંદ ॥ ૮૯ ॥
કાને ખીલા બાલિયા, ચરણે રાંધી ખીર ॥
તેહુને પણ કર્મજ નડયાં, ચાવીશમા શ્રી વીર ॥૯૦॥
મલ્લી માયા તપ કરી, પામ્યા સ્ત્રી અવતાર ॥
સુરપતિ કોડિસેવા કરી, કર્મનો એહ પ્રકાર ॥ ૯૧ ॥
પુરૂષ વિષે ચૂડામણી, ભરત નરેસર રાય ॥
બાહુબળિ હાર મનાવિયો, આજ લગે કહેવાય ॥૯૨॥
કીધાં કર્મ ન છૂટીયે, જેહનો વિષમો બંધ ॥
બ્રહ્મદત્ત નર ચક્રવઇ, સોળ વરસ લગે અંધ ॥ ૯૩ ॥
આઠમો સુભૂમ ચક્રવી, ઋદ્ધિતણો નહિ પાર ॥
કર્મવશે પરિવારશું, બૂડયો સમુદ્ર મઝાર ॥ ૯૪ ॥
પાંચ પાંડવ અતુલી બળી, તેહ ભગ્યા વનવાસ ॥
ઇશા પુરૂષ જગમાં વળી, દીનપણે ફિર્યા નિરાશ ॥૯૫॥
રામ લક્ષ્મણ જગમાં વળિ, જેહનું જપે સહુ નામ ॥
તે વનવાસ માંહે રહ્યા, જે બહુ ગુણના ધામ ॥૯૬॥
રાવણ વિકટ રામે હણ્યો, કૃષ્ણે હણ્યો જરાસંધ ॥
જરા કુમરે હરિને હણ્યો, દેખો કર્મનો બંધ ॥૯૭॥
નિજ પુત્રી તાતે વરી, તસ કૂખે સુત હેવ ॥

કર્મ વશે જીવ ઉપન્યો, ત્રિપૃષ્ટ વાસુદેવ ॥ ૯૮ ॥
ભમતાં ભમતાં અવતર્યા, દેવાનંદાની કુખ ॥
બ્યાશી રાત્રિ તિહાં રહી, કર્મે લહ્યું વળી દુઃખ ॥૯૯॥
ઇંદ્ર અહિલ્યાશું જુઓ, લુબ્ધ હુઓ સુરદેવ ॥
ઇશ્વર દેવ નચાવિયો, પારવતી પિયુ હેવ ॥ ૧૦૦ ॥
માસખમણને પારણે, કુળવાણુઓ અણગાર ॥
ચિત્ત વળગ્યું સંબ નારિયે, ચુકતાં ન લાગી વાર ॥૧૦૧॥
પાંચશે રામાને તજી, લીધો સંજમ ભાર ॥
ધન્ના ધન્ના નંદિષેણ બૂઝવી, નર કોશ્યા દરબાર ॥૧૦૨॥
બાંધી તાંતણા સૂત્રના, વીંટ્યો આર્દ્રકુમાર ॥
સુત મોહની વશે રહી, પછિ લિયો સંયમ ભાર ॥૧૦૩॥
પંચસયા મુનિ નેમિના, એર શ્રી પાસના ચાર ॥
ભોગ કારણ સંયમ તજી, માંડ્યો તિણે ઘરબાર ॥૧૦૪॥
નવાણું કોડી કંચન તજી, એર તજિ આઠે નાર ॥
તે દુક્કર નિત વંદિયે, શ્રી જંબૂ અણગાર ॥ ૧૦૫॥
એક કન્યા કોડિ કંચન, તજિ જેણે વળિ દૂર ॥
વયરસ્વામી તે વંદીયે, નિત્ય ઉગમતે સૂર ॥ ૧૦૬ ॥
નવાણું પેટી સુરતણી, નિત નિત હોય નિમાલ્ય ॥

નરભવ સુર સુખ ભોગવે તે શાળિભદ્ર સુકુમાળ ॥ ૧૦૭॥
રત્ન કંબળને કારણે, શ્રેણિક આવ્યો બાર ॥
ગોખથકી ખોળે લીઓ, લીધો સંયમ ભાર ॥ ૧૦૮॥
આઠ નારી જેણે તજી, તે ધન્નો ધન ધન્ન ॥
નારિ હાસ્યે સંયમ લિયો, રાખ્યું ઠામ જિણે મન્ન ॥ ૧૦૯॥
ષટ્ નંદન દેવકિ તણા, ભદ્દિલપુર સુળસા નાર ॥
તાસ ઘરે તે ઉચ્છર્યા, રૂપે દેવ કુમાર ॥ ૧૧૦॥
બત્રીસ બત્રીશ પદમણી, બત્રિશ બત્રિશ હેમ કોડ ॥
નેમિ સમીપ સંયમ વર્યા, તે વંદુ કરજોડ ॥ ૧૧૧ ॥
સહસ પુરુષશું સંયમ લિયો, શ્રી નેમીસર હાથ ॥
તે થાવચ્ચો વંદીએ, મોચ્છવ કર્યો યદુનાથ ॥ ૧૧૨ ॥
બાર વરસ છઠ આંબિલ, કીધાં શિવકુમાર ॥
શીયળ વ્રત સદા ધર્યું, એ પણ દુક્કરકાર ॥ ૧૧૩ ॥
કોશ્યા મંદિર ચોમાસુ રહ્યા, નામ ચોરાશી ચોવીશ ॥
તે થૂળભદ્ર મુનિ વાંદયે, ભદ્રબાહુ ગુરુ શિષ્ય ૧૧૪॥
કપિલા સંગે નવિ ચળ્યો, શેઠ સુદર્શન ચંગ ॥
શૂળી સિંહાસન થઇ, સુર કરે મનને રંગ ॥ ૧૧૫ ॥
શિવરમણીને કારણે, જિણે સુખ છંડયો દેહ ॥

તસનામહોયચારલીજિયે, ભવિજનસુણજો તેહ ॥૧૧૬॥
વરસ દિવસ કાઉસગ કિયો, બાહુબળિ અણગાર ॥
માન ગજેથી ઊતર્યો, તબ લિયો કેવળ સાર ॥૧૧૭॥
ગજસુકુમાળ શિર સોમિલે, દેખિ ધર્યા અંગાર ॥
શમતા પસાયે તે વળી, પામ્યા ભવનો પાર ॥૧૧૮॥
મેતારજ શિર સોનિયે, વાધ્રર વીંટયું ધરિ ખેદ ॥
નિજ મન ઠામજ રાખિયું, કિયો સંસારનો છેદ ॥૧૧૯॥
સુકકોસળ સુકુમાળ મુનિ, વલુર્યું વાઘણ અંગ ॥
બાપ નીજ્યંમિમા સખી, શિવપુરી વાર મનરંગ ॥૧૨૦॥
પૂર્વભવ પ્રિયા શિયાલણી, તિણભખ્યોઅવંતિસુકુમાળ ॥
નલિની ગુલ્મ વિમાનમાં, પામ્યો સુખ તતકાળ ॥૧૨૧
પંચશત શિષ્ય ખંધક તણા, ઘાણી પીલ્યા સોય ॥
શિવનયરી શિવ પામિયા, એ સમતા ફળ જોય ॥૧૨૨
ચિલાતીપુત્ર નારિ શિર, છેદીને કર લીધ ॥
ઉપશમ સંવર વિવેકથી, કૃતકર્મ દૂરે કીધ ॥૧૨૩॥
દિન પ્રત્યે સાત હત્યા કરી, અર્જુનમાળી નામ ॥
પરિસહ દેખી ક્ષમા ધરી, પામ્યા શિવપુર ઠામ ॥૧૨૪॥
મુનિપતિ મુનિ કાઉસગ રહે, અગ્નિયે દાઝી દેહ ॥

પરિસહ સહિ પદવી વરી, અમર વધુ ધરિ નેહ ॥ ૧૨૫ ॥
વંસ ઉપર નાટક કરી, એલા પુત્ર કુમાર ॥
જાતિસમરણ ઊપન્યું, જ્ઞાન અનંત અપાર ॥ ૧૨૬ ॥
કર્મ વશે આષાઢ મુનિ, ભરતનું નાટક કીધ ॥
અનિત્યભાવનાભાવતાં, તિણે તિહાં કેવળલીધ ॥ ૧૨૭ ॥
સુશિષ્ય પંથકજી મુનિ, ગુરુ પ્રમાદ કિયો દૂર ॥
શત્રુંજય અણસણ કરી, તે વંદ્દ ગુણ સૂર ॥ ૧૨૮ ॥
ચંડરુદ્ર ગુરુ ખંધે કરી, રજની કિધો વિહાર ॥
શિષ્ય પણ કેવળ પામિયો, તિમ ગુરુ કેવળ ધાર ॥ ૧૨૯ ॥
ષટ્માસીને પારણે, ઢંઢણ નામ કુમાર ॥
મોદક ચૂરત પામિયો, કેવળજ્ઞાન ઉદાર ॥ ૧૩૦ ॥
ષટ્ખંડ રાજ હેલાં તજી, લીધો સંજમ ભાર ॥
ષડ્દશ રોગ ઇંહાં સહ્યા, શ્રી શ્રી સનતકુમાર ॥ ૧૩૧ ॥
કૂર ભખતાં કેવળ લહ્યું, કૂરગડૂ અણગાર ॥
ક્ષમા ખડગ હાથે ધર્યું, જે મુનિમાં શિણગાર ॥ ૧૩૨ ॥
પંખી પ્રાણજ રાખવા, કરિ ખડો ખંડ દેહ ॥
મેઘરથ રાય તણે ભવે, પ્રસન્ન હુઓ સુર તેહ ॥ ૧૩૩ ॥
વંદી વીર ગુમાનશું, દશાર્ણભદ્ર નર સિંહ ॥

સુરપતિ પાય લગાડયો, જગ રાખી જિણ લીહ ॥ ૧૩૪॥
પ્રસન્નચંદ્ર કાઉસગ્ગમાં, કોપી યુદ્ધ કરંત ॥
કોપ શમ્યો કેવળ લહ્યું, મ્હોટો એ ગુણવંત ॥ ૧૩૫ ॥
અઇમુત્તો સુકુમાળ મુનિ, વખાણ્યો વીર જિણંદ ॥
ઇરિયાવહિ પડિક્કમતાં, કેવળ લહ્યું આણંદ ॥ ૧૩૬ ॥
વીર જિન વચને થિર રહ્યો, શ્રેણિક સુત મેઘકુમાર ॥
જાતિ સમરણ પામિયો, કરી દો નયણાં સાર ॥ ૧૩૭ ॥
હાટ વેચાણી ચંદના, સુભદ્રા ચઢ્યું કલંક ॥
દમયંતી નળ વિયોગ લહ્યો, એહ કર્મનો વંક ॥ ૧૩૮ ॥
કળાવતિ કર છેદિયા, દ્રૌપદિ કાઢયાં ચીર ॥
અગ્નિ શિતળ સીતા કર્યા, શીળ ગુણે થયું નીર ॥ ૧૩૯
ચંદના ચરણ મૃગાવતી, ખમાવી નિજ અપરાધ ॥
કેવળ લહી ગુરુણી દિયો, દાઝીવ ટળ્યો વિષવાદ ॥૧૪૦॥
ચંદ કલંક સાયર કર્યો, ખારો નીર કિરતાર ॥
વસો નવાણું નદી તણો, દેખો એ ભરતાર ॥ ૧૪૧ ॥
હરિચંદ રાય કરમ વશે, શિર વહ્યું ડુંબ ઘર નીર ॥
કર્મ વશે નર સવિ નમ્યા, જે જગ બાવન વીર ॥ ૧૪૨ ॥
ગો બ્રાહ્મણ સ્ત્રી બાળની, દઢ પ્રહારે હત્યા કીધ ॥

ચાર પોળ કાઉસગ રહ્યા, ષટ્માસ કેવળ લીધ ॥૧૪૩॥
મેરૂ ઢળે ને ધ્રુવ ચળે, સાયર લોપે લીહ ॥
કીધાં કર્મ ન છૂટિયે, જો ઉગે પશ્ચિમ દીહ ॥ ૧૪૪ ॥
કીધાં કર્મ તો છૂટિયે, જો કીજે જિનધર્મ ॥
મન વચ કાયાએ કરી, એ જિનશાસન મર્મ ॥ ૧૪૫ ॥
કર્મ પ્રકાશે આપણાં, મન શુદ્ધ આણંદ પૂર ॥
સહગુરુ પાસે વળી, જાય પાપ સવિ દુર ॥ ૧૪૬ ॥
બળવંત અનંતા જે ખરા, કોઇ સુર સુભટ ઝૂઝાર ॥
કર્મ સુભટ જુઓ એકલે, સવિ મનાવ્યા હાર ॥૧૪૭॥
કર્મ સુભટ વિષમ વિકટ, તે વશ કિયો ન જાય ॥
જે નર એહને વશ કરે, હું વંદૂં તસ પાય ॥૧૪૮॥
ઇમ જાણીને કીજીયે, જિમ આતમ સુખ થાય ॥
પર જીવ દુઃખ ન દીજિયે, ઇમ બોલ્યા જિનરાય ॥૧૪૯॥
દાન શિયળ તપ ભાવના, ધર્મનાં ચાર એ મૂળ ॥
પર અવગુણ બોલત સહી, એ સૌ થાએ ધૂળ ॥૧૫૦॥
દાન સુપાત્રે દીજિયે, તસ પુણ્યનો નહિ પાર ॥
સુખ સંપતિ લહિયે ઘણી, મણિ મોતી ભંડાર ॥૧૫૧॥
ધન્ના સારથપતિ જુઓ, ઘૃત વહોરાવ્યું મુનિ હાથ ॥

દાન પ્રભાવે જીવડો, પ્રથમ હુવા આદિનાથ ॥૧૫૨॥
મુનિ દાન દિયો ધનસારથી, આનંદ હર્ષ અપાર ॥
નેમિનાથ જિનવર હુવા, યાદવ કુળ શિણગાર ॥૧૫૩॥
કળથી કેરા રોટલા, દીધું મુનિવર દાન ॥
વાસુપૂજ્ય ભવ પાછલે, જિનપદ લહ્યું નિદાન ॥ ૫૪॥
મુનિ ભુલ્યો એક મારગે, વહોરાવ્યો તસ આહાર ॥
સાથ મળ્યો નયસારથી, તે વીર જગદાધાર ॥ ૧૫૫ ॥
સુળસા રેવતિ રંગશું, દાન દિયો મહાવીર ॥
તીર્થંકર પદ પામશે, લહેશે ભવજળ તીર ॥૧૫૬॥
દાને ભોગજ પામિયે, શિયળે હોય સોભાગ ॥
તપકરિ કરમજ ટાળિયે,ભાવના શિવ સુખ માગ ॥૧૫૭॥
ભાવના છે ભવનાશિની, જે આપે ભવ પાર ॥
ભાવના નદિ સંસારમાં,જસ ગુણનો નહિ પાર ॥૧૫૮॥
અરિહંત દેવ સુસાધુ ગુરૂ, કેવળિ ભાષિત ધર્મ ॥
ઇશું સમકિત આરાધતાં, છૂટી જે સવિ કર્મ ॥
નવપદ જાપજ કીજિયે, ચૌદ પૂરવનો સાર ॥
ઇશો મંત્ર ગણિયે સદા, જે તારે નર નાર ॥૧૬૦॥
સકળ તીરથનો રાજિયો, કીજે તેહની જાત્ર ॥

જસ દારસણે દુર્ગતિ ટળે, નિર્મળ થાયે ગાત્ર ॥૬૧॥
અષ્ટાપદ અર્બુદગિરિ, સમેતશિખર ગિરનાર ॥
પંચે તીરથ વંદિયે, મન ધરિ હર્ષ અપાર ॥ ૬૨ ॥
ઋષભ શાંતિ જગ નેમિ જિન, પાર્શ્વ અને વર્દ્ધમાન ॥
પાંચે તીરથ પ્રણમતાં, નિત્ય વાધે જીવ વાન ॥૬૩॥
ઉત્તમ નર નારી તણાં, નામ કહ્યાં એ માંય ॥
નામ નિરંતર લીજિયે, જિમ સહિ આણંદ થાય ૬૪
આતમશિક્ષા ભાવના, ગુણમણિ રયણ ભંડાર ॥
પાપ ટળે સવિ તેહના, જે ભણે નર નાર ॥ ૬૫ ॥
આતમશિક્ષા ભાવના, જે સુણે હર્ષને અપાર ॥
નવનિધિ તસ ઘર સંપજે, પુત્ર કલત્ર પરિવાર ॥ ૬૬ ॥
એ સુણતા સુખ ઉપજે, અંગ ટળે સવિ રીસ ॥
સમતા રસમાં જીવડે, ઝીલે તે નિશ દીશ ॥ ૬૭ ॥
ઇણ ભવ પરભવ ભવે ભવે, જિન માગું છું હેવ ॥
મન વચ કાયાયે કરી, ઘો તુમ ચરણની સેવ ॥ ૬૮ ॥
એ ગુણને જિહાં ભાવશું, તિહાં શાન વેળાઉગી થાય ॥
આતમશિક્ષા નામથી, સુર નર લાગે પાય ॥ ૬૯ ॥
વીર શાસન દીપાવતો, આણંદવિમલ સુરિંદ ॥

પ્રમાદ પંથ દૂરે કર્યા, પ્રણમું તેહ આણંદ ॥ ૧૭૦ ॥
તાસ શિષ્ય મુનીશ્વર ધણી, શ્રી વિજયદાન સૂરીશ ॥
પ્રગટ મહિમાં તસ જાગતો, પાય નમે નર ઇશ ૧૭૧
ઉપશમ રસનો કુંપલો, તાસ પટધર હીર ॥
સકળ સૂરિ શિરોમણી, સાયર જિમ ગંભીર ॥ ૧૭૨ ॥
હીર વિજય ગુરુ હીરલો, પ્રતિબોધ્યો અકબર ભૂપ ॥
રાય રાણા સેવા કરે, જેહનુ અકળ સરૂપ ૧૭૩ ॥
મ્લેચ્છ રાય જિણે વશ કર્યો, જગ વરતાવિ અમાર ॥
વિમળાચળ મુક્તી કિયો, શાસન શોભાકાર ॥ ૧૭૪ ॥
કુમારપાળ પ્રતિબોધિયો, શ્રી શ્રી હેમસૂરીંદ ॥
તિમ અકબર ગુરુહીરજી, મનધરિ અતિઆણંદ ॥ ૧૭૫ ॥
ધ્યાનવશે નિજ પદ દિયો, નિજ મન હર્ષ અપાર ॥
વિજયસેનસૂરિ નામથી, નિત હોય જયજયકાર ॥ ૧૭૬ ॥
કામકુંભ ચિંતામણિ, કલ્પતરૂ અવતાર ॥
તે સવિથી જેહ સિદ્ધિની, અધિકએભાવિવિચાર ॥ ૧૭૭ ॥
વિજયસેન ગુરુરાય વર, વિજયદેવ સૂરિંદ ॥
વિજયમાન ગુરુ વંદિયે, જિમ સૂરજ ઉર ચંદ ॥ ૧૭૮ ॥
તપગચ્છ વાચકમેં વરુ, વિમળહર્ષ શિરતાજ ॥

આંબે નવનિધિ સંપજે, હરિસણે સીઝે કાજ ॥ ૧૭૯ ॥
આતમશિક્ષા ભાવના, તાસ શિષ્ય મન રંગ ॥
પ્રેમવિજય પ્રેમે કરી, ઉલટ આણી અંગ ॥ ૧૮૦ ॥
શ્રી રત્નહર્ષ વિબુધ મુજ, બંધુ તાસ પસાય ॥
તસુ સાન્નિધ્યમંથ મેં રચ્યો, મન ધરિ હર્ષ અપાર ॥૧૮૧॥
મૂઢ મતી છે માહરી, કવિ મત કરજો હાસ ॥
કૃપા કરિ મુજ ઉપરે, શોધી કરજો ખાસ ॥ ૧૮૨ ॥
સંવત શોળ બાસઠિયે. વૈશાખ પૂનમ જોય ॥
વાર ગુરુ સહિ દિન ભલો, એહ સંવત્સર હોય ॥ ૧૮૩ ॥
નયર ઉજ્જેણીમાં વળી, આતમશિક્ષા નામ ॥
મન ભાવ ધરિને તિહાં કરી, સીધ્યાં વંછિત કામ ॥ ૧૮૪ ॥
એકશત એંશી પંચ એ, દોહા અતિ અભિરામ ॥
ભણે ગુણે જે સાંભળે, તેહ લહે શિવ ઠામ ॥ ૧૮૫ ॥

॥ ઇતિ શ્રી આત્મશિક્ષા ભાવના સમાપ્ત. ॥

---